# आश्रमभजनावलि

संग्राहक-

नारायण मोरेश्वर खरे
सत्याग्रहाश्रम साबरमती

नवजीवन प्रकाशन मंदिर
अहमदाबाद

मूल्य ०-३-०

संवत् १९८१ प्रत १०

चोथी आवृत्ति

मुद्रक और प्रकाशक:
वेणीलाल छगनलाल बूच
नवजीवन मुद्रणालय—अहमदाबाद

# प्रस्तावना

ईश्वर एक है, परन्तु भक्तलोग अपनी चित्तवृत्ति के अनुसार भिन्न भिन्न नामरूप से उसकी उपासना करते हैं, यह श्रुति का वाक्य है। यह सनातन सत्य जिन लोगोंने पाया है उन पर यह जिम्मेवारी आ पडी है कि वे अपने जीवन में सहिष्णुता, आदर और विश्वबंधुत्व का विकास करें।

स्वधर्म का तत्त्व पालन करते हुए हमारे आश्रम ने सर्व धर्म और पंथ के प्रति आदर रखने का व्रत लिया है। उसके अनुसार आश्रम में उभय संध्याकाल को जो उपासना या प्रार्थना की जाती है उसका यह

संग्रह है। आश्रम का जीवन जैसा समृद्ध होता जाता है वैसा ही यह भजनसंग्रह भी बढ़ता गया है। पहली आवृत्ति में भजनसंग्रह बहुत छोटा था। द्वितीय आवृत्ति में अनेक भाषाओं के अनेक नवीन हृद्य पदों का समावेश किया गया। तृतीय आवृत्ति में आश्रमवासिओं के कई पुराने प्रिय पदों को दाखिल करने की इच्छा को हम न रोक सके। उसमें द्वितीय आवृत्ति के कई पद छोड़ भी दिये गये हैं। इस चतुर्थ आवृत्ति में वैसा किया गया है।

उपासकों और पाठकों की जानकारी के वास्ते यह कह देना आवश्यक है कि भिन्न भिन्न समय में भिन्न भिन्न राग गाने का प्राचीन रिवाज है, और वह मानसशास्त्र के अनुसार रसानुकूल और भावानुकूल है। किस समय कौन से राग गाये जाते है इसका विस्तार नीचे दिया है :—

## प्रातःकाल का क्रम

४ से ९ तक

| | | |
|---|---|---|
| प्रभात | बिभास | ललित |
| भैरव | भैरवी | बिलावल |
| आसावरी | तोडी | सुघासुघराई |

९ से दोपहर ३ तक

| | | | |
|---|---|---|---|
| सारंग | गौड सारंग | गौड मल्हार | गौड |

## सायंकाल का क्रम

३ से ७ तक

| | | |
|---|---|---|
| मल्हार | मुलतानी | पीलु |
| भीमपलासी | धनाश्री | पूर्वी |
| पूरिया | धनाश्री | श्री |
| | गौरी | |

रात को ७ से १२ तक

| | | | |
|---|---|---|---|
| कल्याण | बिहाग | भूपाली | हमीर |
| केदार | देस | कामोद | दरबारी–कानडा |

| | | | |
|---|---|---|---|
| तिलंग | मालकंस | जयजयवंति | काफी |
| शंकरा | वढहंस | तिलक–कामोद | बरवा |

## उत्तर रात्रि के राग

| | | | |
|---|---|---|---|
| बहार | बागेश्री | परज | सोहनी |
| कालिंगडा | | वसंत | हिंडोल |

## हर समय गाने लायक राग

| | | |
|---|---|---|
| खमाज | काफी | झिंजोटी |
| गारा | माजी | पहाडी |
| आसा | माड | मांड |
| आसामांड | छाया–खमांज | सिंधोरा |
| सिंध–काफी | | वृन्द |

हम प्रार्थना करते हैं कि यह वाङ्मयी उपासना प्रभु को प्रिय हो ।

नारायण मोरेश्वर खरे

"वैष्णवजन तो तेने कहीये
जे पीड पराई जाणे रे
परदु:खे उपकार करे तोये
मन अभिमान न आणे रे"

**नरसिंह महेतो**

# विषयसूचि

## प्रातःस्मरणम्

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम्
यत् स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद् ब्रह्म निष्कलमहं न च भूतसंघः

प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम्

प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम्
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगममिव प्रतिभासितं वै

## પ્રાતઃસ્મરણ

૧ સવારના પહોરમાં મારા હૃદયમા સ્ફુરતા મારા સ્વરૂપના તત્વનું હું સ્મરણ કરૂં છું; તે સત્ સ્વરૂપ, પ્રકાશ સ્વરૂપ અને સુખ સ્વરૂપ છે; પરમહંસોની તે છેલ્લી ગતિ છે. તે ચતુર્થ પદ છે. તે સ્વપ્ન, જાગૃતિ અને નિદ્રા ત્રણેને સતત્ જાણે છે. તે શુદ્ધ બ્રહ્મ છે અને તે જ હું છું. પંચમહાભૂતથી બનેલો આ દેહ તે હું નથી.

૨ જે મન અને વાણીને અગોચર છે, જેની જ કૃપા વડે ચતુર્વિધ વાણી પ્રવર્તે છે, જેનું વર્ણન વેદો પણ તે "આ નથી, આ નથી," એ રીતે જ કરી શક્યા, તે બ્રહ્મને સવારે ઉઠીને હું ભજું છું. ઋષિઓએ તેને દેવોના દેવ, અજન્મા, પતનરહિત અને સૌથી આદિ તરીકે વર્ણવેલું છે.

૩ અંધકારથી પર, સૂર્ય જેવું, પૂર્ણ, શાશ્વત આધાર, પુરૂષોત્તમ નામથી ઓળખાયેલું, એવા પરમાત્મતત્ત્વને હું સવારે ઉઠીને નમસ્કાર કરૂં છું તે અનંત સ્વરૂપની અંદર આ આખું જગત રજ્જુમાં જેમ સર્પ દેખાય છે તેમ પ્રતીત થાય છે.

समुद्रवसने देवि पर्वतस्तनमण्डले
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ४

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ५

वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ६

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ७

૪ સમુદ્રો જેનું વસ્ત્ર છે, પર્વતો જેના સ્તનમંડલ છે અને વિષ્ણુ જેનો સ્વામી છે એવી હે ભૂમિમાતા, તને હું નમસ્કાર કરૂં છું, મારા પગથી તને અડું છું એ મારા અપરાધને ક્ષમા કર.

૫ જે મોગરાના જેવી અથવા ચંદ્ર જેવી અથવા બરફના તુષાર જેવી ગૌરવર્ણ છે, જેણે શ્વેતવસ્ત્રો પહેરેલાં છે, જેના હાથ વીણાના સુંદર દંડથી સુશોભિત છે, જે સફેદ કમલ ઉપર વિરાજે છે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી માંડીને બધા દેવો જેને હમેશાં સ્તવે છે, તે સમગ્ર અજ્ઞાન અને જડતાનો નાશ કરનાર દેવી સરસ્વતી મારૂં રક્ષણ કરો.

૬ જેનું વદન ત્રાંસું છે, જેનું શરીર વિશાળ છે, કરોડ સૂર્ય જેવી જેની કાન્તિ છે એવા હે સિદ્ધિવિનાયક, મારાં બધાં શુભ કર્મોમાં મને નિર્વિઘ્ન કર.

૭ ગુરુ એ જ બ્રહ્મા છે, ગુરુ એ જ વિષ્ણુ છે, ગુરુ એ જ દેવોનો દેવ મહાદેવ છે, ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે, તે શ્રી ગુરુને હું નમસ્કાર કરૂં છું.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम्
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम्

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम्
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम

૮ ભવભય ને દૂર કરનાર, સર્વલોકના એકમાત્ર સ્વામી એવા શ્રી વિષ્ણુને હું નમસ્કાર કરૂં છું (તેનું હું ધ્યાન ધરૂં છું). તેનો આકાર શાન્ત, સૌમ્ય છે; તેણે સર્પની શય્યા બનાવી છે, તેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયેલું છે, બધા દેવોનો તે સ્વામી છે, આખા વિશ્વનો આધાર છે, આકાશ જેવો તે નિર્બિંધ અને મેઘના જેવો જેનો વર્ણ છે, જે કલ્યાણકારી શરીરવાળો છે, સર્વ સંપત્તિનો તે સ્વામી છે, કમલ જેવાં તેનાં નેત્ર છે અને યોગીઓ જ ધ્યાનવડે તેને કળી શકે છે.

૯ હાથવડે કે પગવડે, વાણીથી કે શરીરથી કાનથી કે આંખથી હું જે કંઇ અપરાધ કરૂં,—તે કર્મથી ઉત્પન્ન થયેલો હોય કે ફક્ત માનસિક હોય, અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર, કલ્યાણકારી મહાદેવ, તે બધાની મને ક્ષમા કર. તારો જય જયકાર થાઓ.

૧૦ હું નથી રાજ્યની ઈચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો, અરે ! મોક્ષનીયે મને ઇચ્છા નથી; દુઃખથી તવાએલા પ્રાણીમાત્રની પીડા દૂર થાય એટલું જ હું ઇચ્છું છું.

स्वस्ति प्रजाभ्य: परिपालयन्तां
न्याय्येन मार्गेण महीं महीशा:
गोब्राह्मणेभ्य: शुभमस्तु नित्यं
लोका: समस्ता: सुखिनो भवन्तु ११

नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय १२

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् १३

૧૧ પ્રજાનું કલ્યાણ થાઓ. રાજાઓ ન્યાયને રસ્તે પૃથ્વીનું પાલન કરો, હમેશાં ગાય ને બ્રાહ્મણનું ભલું થાઓ અને સમસ્ત લોકો સુખી થાઓ.

૧૨ જગતના કારણરૂપ અને સત્ સ્વરૂપ હે પરમેશ્વર! તને નમસ્કાર. સર્વ લોકના આશ્રય એવા ચિત્ સ્વરૂપ તને નમસ્કાર. મુક્તિ આપનાર અદ્વૈતતત્ત્વ તને નમસ્કાર. સર્વવ્યાપી એવા બ્રહ્મને નમસ્કાર.

૧૩ તું જ એક શરણ લેવા જેવો છે,—આશ્રયનું સ્થાન છે. તું જ એક ઇચ્છવાલાયક છે—વરવાલાયક છે. તું જ એક જગતનો પાલનહાર છે અને પોતાના જ પ્રકાશથી પ્રકાશમાન છે. તું જ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને સંહાર કરનાર છે અને તું જ એક નિશ્ચય અને વિકલ્પ રહિત છે.

भयानां भयं भीषणं भीषणानां
गतिः प्राणिनां पावनं पावनानाम्
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं
परेषां परं रक्षणं रक्षणानाम् १४

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमामः
सदेकं निधानं निरालंबमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः १५

૧૪ તું ભયોને ભય પમાડનાર છે, ભયંકરમાં ભયકર છે. તું પ્રાણીઓની ગતિ છે, અને પવિત્ર વસ્તુઓને પણ પવિત્ર કરનાર તું જ છે. શ્રેષ્ઠ સ્થાનોનો તું જ એકલો નિયમન કરનાર છે. તું પરથી પણ પર છે અને રક્ષણ કરનારનું પણ રક્ષણ કરનાર તું છે.

૧૫ અમે તારૂં સ્મરણ કરીએ છીએ, અમે તને ભજીએ છીએ, જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ, સત્-સ્વરૂપ એકમાત્ર નિદાન ને કશાનો આધાર ન લેનાર એવા-આ ભવસાગરમાં વહાણરૂપ-ઇશ્વરને અમે શરણ જઇએ છીએ.

## उपनिषत्स्मरणम्

---

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये १

* *

अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान्
युयोध्यस्मज्जुहुराणमेनो–
भूयिष्ठां ते नम उक्तिं विधेम २

* *

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत–
स्तौ संपरीत्य विविनक्ति धीरः
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ३

* *

## ઉપનિષત્સ્મરણ

---

૧. સોના જેવા ચકચકીત ઢાંકણથી સત્યનું મુખ ઢંકાઇ ગયું છે. હે પૂષન્! (જગતને પોષણ દેનારા સૂર્ય) સત્યની શોધ કરનારો જે હું, તેને સત્યનું મુખ દેખાય તે માટે તે ઢાંકણું તું દૂર કર.

૨. સર્વ માર્ગોના જ્ઞાન વાળા અગ્નિદેવ, અમને (અમારા) ધ્યેયની (નિશ્ચિત) પ્રાપ્તિ જે રીતે થાય, તેવી રીતના સુંદર માર્ગે તું અમને લઇ જા. અમારાં કુટિલ પાપો સાથે લડ (અને તેને ઠાર કર). તને અમે પુષ્કળ નમસ્કાર કરીએ છીએ.

૩. શ્રેય (કલ્યાણ) અને પ્રેય (પ્રિય) બન્ને મનુષ્યો આગળ આવીને ઉભાં રહે છે. ડાહ્યો પુરુષ બન્નેની ઘટતી પરીક્ષા કરીને તેની વચ્ચે વિવેક કરે છે. ડાહ્યો પ્રેય કરતાં શ્રેયને જ પસંદ કરે છે. મૂર્ખ મનુષ્ય યોગક્ષેમ (ઐહિક સુખોપયોગ)નું સાધન જાણી પ્રેયને સ્વીકારે છે.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत
क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति

* *

अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च

वायुर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च

૮. ઊઠો, જાગો અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઇ જ્ઞાન મેળવી લો. (કારણ કે) ડાહ્યા પુરુષો કહે છે કે અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપરથી જવું જેવું મુશ્કેલ છે, તેવું જ આ વિકટ માર્ગે જવું કઠણ છે.

૯. જેમ ઘરમાં પહેલો એક જ અગ્નિ (પોતાનું સ્વરૂપ કાયમ રાખી) જુદા જુદા પદાર્થોની સંગતિથી જુદાં જુદાં રૂપો ધારણ કરે છે, તે જ પ્રમાણે એક જ સર્વવ્યાપક અંતરાત્મા વસ્તુમાત્રના સંયોગથી જુદાં જુદાં રૂપો ધારણ કરીને, પાછો (સ્વસ્વરૂપે) બહાર (અલિપ્ત) રહે છે.

૧૦ જેમ એક જ વાયુ ઘરમાંના વિવિધ પદાર્થો સાથે સંબંધમાં આવવાથી જુદા જુદા આકારોને ધારણ કરે છે, તેમ વિશ્વવ્યાપક એક જ અન્તરાત્મા ભિન્ન ભિન્ન રૂપો ધારણ કરતા છતાં (સ્વસ્વરૂપે) બહાર (અલિપ્ત) રહે છે.

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्
न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ११

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् १२

नित्योऽनित्यानां चेतनश्चेतनानां
एको बहूनां यो विदधाति कामान्
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा
स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् १३

૧૧ સર્વલોકોના નેત્રરૂપ સૂર્ય જે પ્રમાણે સામાન્ય નેત્રોના દોષોથી અલિપ્ત રહે છે, તેમ જ સર્વલોકાતીત હોવાથી વિશ્વવ્યાપક અંતરાત્માને લોકોનાં દુઃખોનો લેપ લાગતો નથી.

૧૨ એક, સર્વ ભૂતોને વ્યાપીને રહેલા, (પોતાના) એક જ સ્વરૂપને અનેક પ્રકારે દેખાડનારા (પરમેશ્વર)ને જે ડાહ્યો પુરૂષ આત્મામાં જુએ છે, તેને જ કાયમના સુખની પ્રાપ્તિ થાય છે; બીજાઓને થતી નથી.

૧૩ સર્વ અનિત્ય પદાર્થોમાં રહેલા એક નિત્ય, સર્વ ચેતન પદાર્થોને ચેતના આપનારાવાળા, પોતે એક હોઇ અનેકને કર્મનાં ફળ ભોગવાવનારા (પરમેશ્વર) ને જે ડાહ્યો પુરૂષ આત્મામાં જુએ છે, તેને જ કાયમની શાંતિ મળે છે; બીજાઓને નહિ.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति १४

* *

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये
शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति
यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा १५

परीक्ष्य लोकान्कर्मचितान्
ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्
समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् १६

૧૪ ત્યાં સૂર્ય પ્રકાશ પાડી શકતો નથી, ત્યાં ચંદ્ર કે તારાઓનો પ્રકાશ પણ પડી શકતો નથી; ત્યાં વિજળીઓ પણ પ્રકાશ દેવા અસમર્થ છે; ત્યાં અગ્નિ તો કેવી રીતે પ્રકાશી જ શકે? જેના પ્રકાશને લીધે (સૂર્ય, ચંદ્ર, તારા ઇત્યાદિ) સર્વ પદાર્થો પ્રકાશમાન થાય છે, તેના જ તેજ વડે આ સર્વ સ્પષ્ટપણે પ્રકાશિત થાય છે.

૧૫ જે વિદ્વાન શાંતિપૂર્વક અરણ્યમાં રહી તપ અને શ્રદ્ધાનું સેવન કરતા રહી ભિક્ષાવૃત્તિથી (અપરિગ્રહથી) રહે છે, તે પાપરહિત થઇને સૂર્યદ્વારેથી જ્યાં એ પ્રસિદ્ધ અવિકારી અને અવિનાશી પુરુષ છે, તે સ્થાને જાય છે.

૧૬ (સકામ) કર્મોથી મળનારા લોક (વિનાશી છે) એવી ખાત્રી કરી લઇ બ્રાહ્મણે વૈરાગ્યયુક્ત થવું. નિત્યની પ્રાપ્તિ કદિ અનિત્ય વડે થઈ શકતી નથી. (તે નિત્યને) જાણવા માટે સમિધ હાથમાં લઇને (એટલે શિષ્યભાવે) તેણે વેદ-પારંગત બ્રહ્મનિષ્ઠ ગુરુ કને જ જવું જોઇએ.

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्
प्रशान्तचित्ताय शमान्विताय
येनाक्षरं पुरुषं वेद सत्यं
प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् १७

* *

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते
अप्रमत्तेन वेद्धव्यं शरवतन्मयो भवेत् १८

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे १९

ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् २०

૧૭ આવી રીતે વિધિયુક્ત આવેલ, શાંત ચિત્તવાળા અને મનોનિગ્રહી શિષ્યને એ વિદ્વાન આચાર્ય જે વડે તે સત્યસ્વરૂપ અવ્યય પુરુષનું (એટલે પરમાત્માનું) જ્ઞાન થાય છે તે બ્રહ્મવિદ્યા કહે છે.

૧૮ પ્રણવ (ૐ કાર) એ ધનુષ્ય, આત્મા એ બાણ, અને બ્રહ્મ એ લક્ષ્ય છે, એમ (ઋષિઓએ) કહ્યું છે; માટે અત્યંત સાવધાનપણે બ્રહ્મનો વેધ કરવો જોઇએ. અને જેમ બાણ લક્ષ્યમય થઇ જાય છે (લક્ષ્યમાં પેસી જાય છે) તેમ બ્રહ્મમય થવું જોઇએ

૧૯ એ તત્ત્વના પર (શ્રેષ્ઠ અથવા સૂક્ષ્મ) અને અપર (કનિષ્ઠ અથવા સ્થૂળ) બન્ને પ્રકારના સ્વરૂપનું જ્ઞાન થતાં હૃદયની ગાંઠો છૂટી જાય છે, સર્વ સંશયો ઉડી જાય છે, અને સર્વ કર્મો ક્ષય પામે છે.

૨૦ આ અવિનાશી બ્રહ્મ જ આગળ, પાછળ, દક્ષિણે, ઉત્તરે, નીચે, ઉપર,—ચારે બાજુએ પથરાઇ રહ્યું છે. આ બ્રહ્મ જ વિશ્વ છે, અને સર્વથી શ્રેષ્ઠ છે.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्
अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो
यं पश्यन्ति यतयः क्षीणदोषाः २१
सत्यमेव जयते नानृतं

सत्येन पन्था विततो देवयानः
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा
यत्र तत्सत्यस्य परमं निधानम् २२

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् २३

૨૧ આત્માની પ્રાપ્તિ હમેશાં સત્યથી, તપથી, સારી અથવા સંપૂર્ણ (રીતે પ્રાપ્ત કરેલા) જ્ઞાનથી, અને બ્રહ્મચર્યથી થાય છે. પોતાના અન્તઃકરણમાં નિષ્કલંક અને પ્રકાશમય સ્વરૂપમાં રહેનારા આત્માને પાપરહિત થયેલા પ્રયત્નશીલ લોકો જોઇ શકે છે.

૨૨ સત્યનો જ જય થાય છે. અસત્યનો જય થતો નથી. જે માર્ગે કૃતાર્થ થએલા ઋષિઓ જાય છે અને જે માર્ગ પર સત્યનું તે પરમ નિધાન રહે છે, તે દેવોનો માર્ગ સત્ય વડે જ આપણે માટે ખુલ્લો થાય છે.

૨૩ આ આત્મા વેદોના અધ્યયનથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિની ઝીણવટથી કે પુષ્કળ શ્રવણથી (એટલે અનેક વિષયોની માહિતી હોવાથી) પ્રાપ્ત થતો નથી, પણ (સાધક) જ્યારે આ આત્માને જ વરે છે (એટલે એની જ પ્રાપ્તિ વાંછે છે) ત્યારે જ તેને તેની પ્રાપ્તિ થાય છે. (કારણ) તેને જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે.

नायमात्मा बलहीनेन लभ्यो
न च प्रमादात्तपसो वाप्यलिंगात्
एतैरुपायैर्यतते यस्तु विद्वां-
स्तस्यैष आत्मा विशते ब्रह्मधाम २४

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः
कृतात्मानो वीतरागाः प्रशान्ताः
ते सर्वगं सर्वतः प्राप्य धीरा
युक्तात्मानः सर्वमेवाविशन्ति २५

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः
संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः
ते ब्रह्मलोकेषु परान्तकाले
परामृताः परिमुच्यन्ति सर्वे २६

૨૪ (બ્રહ્મચર્યના) બલ રહિત મનુષ્યને, જે ભૂલો કર્યા કરે છે અથવા જેણે અશાસ્ત્રીય તપનો અંગીકાર કર્યો છે તેને, આત્માની પ્રાપ્તિ થતી નથી. આ ઉપાયોથી (એટલે ઉપલા દોષો કાઢીને) જ્યારે ડાહ્યો પુરુષ તેને મેળવવા પ્રયત્ન કરે છે, ત્યારે તેનો આત્મા બ્રહ્મપદને મેળવી લે છે.

૨૫ આ આત્માને પ્રાપ્ત કરી લેવાથી જ્ઞાનતૃપ્ત, જિતાત્મા, પ્રશાન્ત અને એકાગ્રચિત્ત થયેલા વિદ્વાન્ ઋષિઓ એ સર્વવ્યાપી આત્માને સર્વત્ર (નિહાળે છે; અને) નિહાળીને તે સર્વમાં (સર્વવ્યાપી આત્મામાં) લીન થાય છે.

૨૬ વેદાન્ત (સર્વ જ્ઞાનનો જ્યાં અંત આવે છે તે) તથા વિજ્ઞાન (પ્રકૃતિનું જ્ઞાન) વડે જેમણે (પરમ) અર્થનો સારી રીતે નિશ્ચય કરી લીધો છે, તેમજ સંન્યાસ તથા યોગવડે જે શુદ્ધ સત્ત્વ (ચિત્ત) વાળા થયા છે, એવા પ્રયત્નવાન બ્રહ્મપરાયણ લોકો મરણકાળે બ્રહ્મલોકમાં જઇ મુક્ત થઇ જાય છે.

अनृतदर्शी । सभाः समाजांश्चागन्ता । अजनवाद्शीलः । रहःशीलः । गुरोरुदाचारेष्वकर्त्ता स्वैरिकर्माणि । स्त्रीषु यावदर्थसंभाषी । मृदुः । शान्तः । ह्रीमान् । दृढधृतिः । अग्लास्नुः । अक्रोधनः । अनसूयः । सायं प्रातरुद-कुम्भमाहरेत् । अरण्यादेधानाहृत्याधो निदध्यात् ॥

* *

बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन्परिचरिता भवति परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति ।

તેણે નૃત્યાદિ જોવાં નહિ. સભા અને લોક સમુદાયમાં જવું નહિ. લોકો વિષે ગપ્પાં મારવાનો તેનો સ્વભાવ ન હોવો જોઇએ. એ એકાન્તની રુચીવાળો હોવો જોઇએ. ગુરુ તથા તેનાં સંબંધીઓ અઘટિત રીતે વર્તે તો પણ તેણે સ્વેચ્છાચારી બનવું ન જોઇએ. સ્ત્રીઓ સાથે કામપૂરતું જ બોલવું એણે મૃદુ, શાન્ત, લજ્જાયુક્ત અને દૃઢનિશ્ચયી થવું. આળસ, ક્રોધ, મત્સર છોડી દેવાં. સવાર સાંજ (ગુરુને ઘેર) પાણીનો ઘડો ભરી લાવવો. અરણ્યમાંથી બળતણ લાવવું.

* * *

બળ વિજ્ઞાનથી શ્રેષ્ઠ છે. કારણ એક બળવાન માણસ સો વિદ્વાનોને થરથરાવે છે. મનુષ્ય બળવાન્ થાય ત્યારે જ ઊઠીને ઉભો થાય છે (એટલે ગુરુને ઘેર જવા તૈયાર થાય છે), ઊઠયા પછી તે ગુરુની સેવા કરે છે, સેવા કર્યાથી તે એની પાસે બેસવાવાળો થાય છે, પાસે બેસવાથી તે દ્રષ્ટા (ગુરુની દૃષ્ટિ સમજવાવાળો) થાય છે, શ્રવણ કરવાવાળો થાય છે, મનન કરવાવાળો થાય છે, બુદ્ધ થાય છે, કર્તૃત્વપ્રધાન થાય છે, વિજ્ઞાની થાય છે.

बलेन वै पृथिवी तिष्ठति, बलेनान्तरिक्षं, बलेन द्यौर्बलेन पर्वता, बलेम देव-मनुष्या, बलेन पशवश्च-वयाॅंसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्ग-पिपीलकं, बलेन लोकस्तिष्ठति । बलनुपास्स्व ।।

* *

मधु वाता ऋतायते । मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः । मधु नक्तमुतोषसः । मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता । मधुमान्नो वनस्पतिः । मधुमानस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ।।

* *

न जातु कामान्न भयान्न लोभात्

धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।

धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये

जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ।।*

यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ।।

બળના જોરપર પૃથ્વી ટકી છે, આકાશ ટકયું છે. પર્વત, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, ઘાસ, વનસ્પતિ, નાનકડી કીડી, પતંગ, કીડાથી માંડી સર્વ પશુઓ, સર્વ લોકો બળના આધારપર ટકયાં છે. માટે તું બળની ઉપાસના કર.

* * *

(સત્યની શોધ કરનારા અમને) પવન અનુકૂળ થાઓ, નદીઓ મીઠું પાણી ધાઓ, સર્વ વનસ્પતિ મીઠી થાઓ, અમને રાત્રિ કલ્યાણપ્રદ થાઓ, પ્રભાત સુખપ્રદ થાઓ, સંધ્યા આનંદપ્રદ થાઓ. પિતૃસ્વરુપ આકાશ તે અમને આશીર્વાદ હો, વૃક્ષ વગેરે અમને મધુરાં ફળો આપો. સૂર્ય અમારું કલ્યાણ કરો; ગાયો અમારા તરફ વાત્સલ્ય ધરાવો.

* * *

એકાદ ઇચ્છા તૃપ્ત થાય એ માટે, ( અથવા ) ભય, લોભ કે પ્રાણનું રક્ષણ કરવા માટે પણ ધર્મ છોડવો નહિ (કારણ) ધર્મ એ નિત્ય છે, અને સુખ દુઃખ થોડો વખત ટકવાવાળાં છે. આત્મા નિત્ય છે, (પણ તેને બંધનમાં નાંખવા) કારણભૂત થયેલું શરીર નાશવંત છે.

* * *

શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી જ્ઞાનપૂર્વક અને ઉપાસનાપૂર્વક કરેલું કર્મ અત્યંત સામર્થ્યવાન્ થાય છે.

## सायंकाल की प्रार्थना

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः

**गीता अ० २**

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ५४

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ५५

## સાયંકાળની પ્રાર્થના

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને પવનો, દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ, અંગો, પદ, ક્રમ અને ઉપનિષદ્ સાથે વેદોથી જે પરમાત્માની સ્તુતિ કરે છે, યોગીઓ સમાધિ ચઢાવીને પરમાત્મામાં રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે અને દેવતાઓ તથા દૈત્યો, જેમના મહિમાના પારને પામતાં નથી, તે પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

### ગીતા શ્લોક અ૦ ૨

૫૪ **અર્જુન બોલ્યાઃ**—હે કેશવ ! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ કોને કહેવો ? તે સ્થિતપ્રજ્ઞનું બોલવું, બેસવું, ચાલવું કેવું હોય છે ? તે મને કહો.

૫૫ **શ્રી ભગવાન બોલ્યાઃ**—હે પાર્થ ! મનની સર્વ કામનાઓને જ્યારે મનુષ્ય છોડે છે અને પોતે પોતાનામાં જ જ્યારે સંતુષ્ટ રહે છે ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ५६

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ५७

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः
इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ५८

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ५९

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ६०

૫૬ દુઃખથી જેના મનમાં ખેદ થતો નથી, સુખમાં જેની આસક્તિ નથી, અને પ્રીતિ, ભય અને ક્રોધ એ બધાં જેનાં છુટી ગયેલાં છે, એને મુનિઓ સ્થિતપ્રજ્ઞ કહે છે.

૫૭ સર્વ વિષયોમાંથી જેનું મન નિઃસંગ થએલું છે, સારૂંનરસું પ્રાપ્ત થતાં જેને આનંદ અથવા વિષાદ પણ થતો નથી, તેની પ્રજ્ઞા સ્થિર થઇ એમ કહેવાય છે.

૫૮ જેમ કાચબો પોતાના હાથ પગ વગેરે અંગો સર્વ બાજુએથી સંકોરી લે છે તે પ્રમાણે જ્યારે કોઇ પુરુષ ઇંદ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયોથી પોતાની ઇંદ્રિયોને સંકોરી પોતામાં સમાવી લે છે, ત્યારે તેની પ્રજ્ઞા સ્થિર થઇ કહેવાય છે.

૫૯ નિરાહાર પુરુષના વિષયો છુટે છે તો પણ તેનો રસ (મિઠાશ) છુટતો નથી; પણ પરબ્રહ્મનો અનુભવ થયા પછી સર્વ વિષયમાંથી રસ પણ છુટી જાય છે. એટલે વિષય અને વિષયનો રસ બન્ને છુટે છે.

૬૦ કારણ, કેવળ ઇંદ્રિયોના દમનને સારૂ યત્ન કરનાર વિદ્વાન પુરુષનું પણ મન, હે કુંતીપુત્ર! એ મસ્તાની ઇંદ્રિયો બળાત્કારે (વિષયો તરફ) ખેંચી જાય છે.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ६१

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ६२

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः
स्मृतिभ्रंशाद्बुद्धिनाशः बुद्धिनाशात्प्रणश्यति ६३

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ६४

૬૧ માટે તે સર્વ ઇંદ્રિયોનું સંયમન કરી યુક્ત (એટલે યોગયુક્ત) અને મારે વિષે પરાયણ થઇ રહેવું. પોતાની ઇંદ્રિયો આ પ્રમાણે જેના તાબામાં આવી હોય તેની બુદ્ધિ સ્થિર થઈ કહેવાય.

૬૨ વિષયનું ચિંતન કરનાર પુરુષનો પ્રથમ તે વિષયમાં સંગ ઉત્પન્ન થાય છે; સંગથી તે વિષય માટે કામના—તે વિષય મને પ્રાપ્ત થાઓ એવી વાસના—જન્મ પામે છે; અને તે કામના (તૃપ્ત થવામાં કંઇ વિઘ્ન આવ્યું તો તે કામનામા) થી ક્રોધ જન્મ પામે છે;

૬૩ ક્રોધથી પછી સંમોહ (એટલે અવિવેક), સંમોહથી સ્મૃતિવિભ્રમ સ્મૃતિવિભ્રમથી બુદ્ધિ નાશ થાય છે, અને આ બુદ્ધિના નાશથી છેવટે તે પુરુષનો પણ નાશ થાય છે, (ધર્મ, અર્થ, કામ કે મોક્ષ એમાંના કોઇ પણ પુરૂષાર્થને તે યોગ્ય રહેતો નથી).

૬૪ પણ પોતાનો આત્મા એટલે અંતઃકરણ જેના તાબામાં છે તે પુરુષ, પ્રીતિ અને દ્વેષરહિત થએલી અને પોતાને સ્વાધીન એવી ઇંદ્રિયો વડે વિષયોને સેવતો હોય છતાં પ્રસાદને પામે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ६५

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना
न चाभावयतः शान्तिरशांतस्य कुतः सुखम् ६६

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ६७

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः
इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ६८

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ६९

૬૫ ચિત્ત પ્રસન્ન થતાં તેનાં સર્વે દુઃખો હણાઇ જાય છે. કારણ, જેનું ચિત્ત પ્રસન્ન છે તેની બુદ્ધિ પણ તત્કાળ સ્થિર થાય છે.

૬૬ જે પુરુષ યુક્ત એટલે ઉપર કહ્યા તેવા પ્રકારના યોગથી યુક્ત નથી તેને (સ્થિર) બુદ્ધિ હોતી નથી અને તેવા પુરુષને ભાવના એટલે દૃઢ બુદ્ધિરૂપ નિષ્ઠા પણ હોતી નથી. જેને ભાવના નથી તેને શાંતિ પણ હોતી નથી અને અશાંત પુરુષને સુખ ક્યાંથી હોય ?

૬૭ (વિષયોમાં) ફરતી ઇંદ્રિયોની પાછળ પાછળ મન ફર્યાં કરે છે, તે જ—વાયુ જેમ જળમાં નાવને ખેંચી જાય તેમ-તેની બુદ્ધિને હરી જાય છે.

૬૮ માટે હે મહાબાહો! ઇંદ્રિયોના વિષયો બાણીથી જેની ઇંદ્રિયો ચારે બાજુથી અંકુશમાં આવી ગએલી છે, તે જ બુદ્ધિ સ્થિર થઇ એમ કહેવાય છે.

૬૯ સર્વ લોકને જે રાત તેમાં સંયમી (સ્થિતપ્રજ્ઞ) પુરુષ જાગતો રહે છે; અને જેમાં સર્વ લોક જાગતા રહે છે ત્યાં આ જ્ઞાનવાન્ પુરુષને રાત જણાય છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत्
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ७०

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ७१

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ७२

૭૦ ચારે તરફ (પાણીથી) ભરાતો જતો હોય તેમ છતાં જેની મર્યાદા અચલ રહે છે, તેવા સમુદ્રમાં જેમ દેશદેશનાં પાણી પ્રવેશ કરે છે તેમ જે પુરુષમાં સવ કામના તેની શાંતિનો ભંગ ન કરતાં પ્રવેશ કરે છે તે જ પુરુષને (ખરી) શાંતિ મળે છે. વિષયની ઇચ્છા રાખનારને (આ શાંતિ મળવી શકય) નથી.

૭૧ સર્વ કામ (આસક્તિ) છોડી જે પુરુષ નિસ્પૃહ થઇને વ્યવહારમાં વર્તે છે, અને જેને મમત્વ અને અહંકાર નથી તે પુરુષને શાંતિ મળે છે.

૭૨ હે પાર્થ ! બ્રાહ્મીસ્થિતિ (જે કહેવાય છે તે) આ જ. એને પ્રાપ્ત કરીને કોઇ મોહમાં પડતું નથી અને અંતકાલે પણ એ સ્થિતિમાં કાયમ રહેનાર પુરુષ બ્રહ્મ-નિર્વાણને પામે છે. (બ્રહ્મમાં મળી જાય છે, સ્વરૂપ પ્રાપ્તિરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે).

## विद्यामन्दिर की प्रार्थना

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय ॥

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमंडितकरा या श्वेतपद्मासना
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम्

# વિદ્યામંદિરની પ્રાર્થના

આપણા બંનેનું તે સાથે રક્ષણ કરો. આપણા બેનો તે સંયોગ કરો. આપણે સાથે પુરુષાર્થ કરીએ. આપણું અધ્યયન તેજસ્વી થાઓ. આપણે એકબીજાનો દ્વેષ ન કરીએ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(હે પ્રભો !) મને અસત્‌માંથી સત્‌માં લઇ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઇ જા

જે કુંદ, ચંદ્ર અને હિમના હાર જેવી ધવલ કાંતિવાળી છે, જેણે શુભ્ર વસ્ત્ર પરિધાન કર્યા છે, જેનો હાથ ઉત્તમ વીણાદંડથી શોભી રહેલો છે, જે શ્વેત પદ્મના આસન પર વિરાજમાન છે અને જેને બ્રહ્મા, અચ્યુત, શંકર ઇત્યાદિ દેવો સદા વંદન કરે છે, એવી સકળ જડતાને હરનારી ભગવતી સરસ્વતી મારું રક્ષણ કરો.

જે સર્વશક્તિમાન મારી અંદર પ્રવેશ કરીને પોતાના તેજથી મારી આ સૂતેલી વાણીમાં, હાથ, પગ, કાન, ત્વચા વગેરે અન્ય અવયવોમાં, તેમ જ પ્રાણમાં પણ ચેતનનો સંચાર કરો છો, એવા હે ભગવાન પુરુષ ! તમને હું નમસ્કાર કરું છું.

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा
रागद्वेषविषार्तिमोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा

ભલે એ વિષ્ણુ હોય કે મહાદેવ હોય, બ્રહ્મા હોય કે ઇન્દ્ર હોય, અથવા સૂર્ય કે ચંદ્ર હોય, કે ભગવાન બુદ્ધ કે મહાવીર હોય;—જે કોઇ રાગ અને દ્વેષરૂપી ઝેરની પીડાથી આવતી મૂર્છાથી રહિત હોય, જીવમાત્ર પર અનુકંપાથી ભરેલો હોય, સર્વે ગુણગણોથી સંસ્કાર પામેલો હોય, તેને નિરંતર નમસ્કાર છે.

## चर्पटपंजरिकास्तोत्रभागः

---

दिनमपि रजनी सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः  १
भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढमते
प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति 'डुकृञ् करणे' ध्रुव०

जटिलो मुण्डी लुञ्चितकेशः काषायांबरबहुकृतवेषः
पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेषः  २

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम्
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम्  ३

# ચર્પટપંજરિકા

હે મૂઢ ! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ. જ્યારે મરણકાળ પાસે આવી લાગશે, ત્યારે વ્યાકરણમાંથી ગોખેલાં સૂત્રો કામ આવવાનાં નથી.

દિવસ અને રાત, સાંજ અને સવાર, શિયાળો અને વસંત આવે છે અને જાય છે; અને એ રીતે કાળ પોતાની રમત રમ્યો જાય છે ને આયુષ્ય ચાલ્યું જાય છે; છતાં આશા રૂપી વાયુ માણસને છોડતો જ નથી !

કોઇ જટા રાખે છે, કોઇ (માથું) મુંડાવે છે, અને કોઇ કેશ લોચન કરાવે છે; ભગવાં વસ્ત્રથી વિવિધ પ્રકારના વેષ ધારણ કરે છે. છતાં પેટ ભરવા માટે બહુ પ્રકારના વેષ કરવાવાળો મૂઢ ઉઘાડી આંખ છતાં ( કાળનો ખેલ ) જોતો નથી !

ગાત્રો ગળી ગયાં છે, માથે પળિયાં આવ્યાં છે, મોઢું બોખું બન્યું છે, ડોસાને લાકડી લઇને ચાલવું પડે છે, તો પણ એ આશાના લાડુને છોડી શકતો નથી !

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्
इह संसारे भवदुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ४

पुनरपि रजनी पुनरपि दिवसः पुनरपि पक्षः पुनरपि मासः
पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुञ्चत्याशामर्षम् ५

गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम्
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ६

ફરી ફરી જનમવું અને ફરી ફરી મરવું અને વળી પાછું માતાના ઉદરમાં પડવું, હે મુરારિ ! અપાર અને દુસ્તર સંસારસાગરના આ સંકટમાંથી તારી કૃપા વડે મને બચાવ.

પાછી રાત અને પાછો દિવસ, પાછો પક્ષ અને પાછો માસ, પાછું અયન* અને પાછું વર્ષ આવે છે અને જાય છે; છતા આશાનો વળગાડ છૂટતો નથી.

પ્રાણીએ ગીતા અને સહસ્ત્રનામ ગાવાં ઘટે, કમળા-પતિના રૂપનું નિરન્તર ધ્યાન ધરવું ઘટે, સત્પુરુષોના સંગમાં ચિત્તને પરોવવું ઘટે, અને દીનજનોને ધન આપવું ઘટે.

*. વરસનાં ઉત્તરાયણ અને દક્ષિણાયન એ બે અયન છે.

## द्वादशपंजरिकास्तोत्रभाग:

मूढ जहीहि धनागमतृष्णां कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम्
यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम्

अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम्
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता नीतिः

कामं क्रोधं लोभं मोहं त्यक्त्वाऽऽत्मानं भावय कोऽहम्
आत्मज्ञानविहीना मूढास्ते पच्यंते नरकनिगूढाः

त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः
सर्वस्मिन्नपि पश्यात्मानं सर्वत्रोत्सृज भेदाज्ञानम्

नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम्
विद्धि ·ाध्यभिमानग्रस्त लोकं शोकहतं च समस्तम्

## દ્વાદશપંજરિકા

હે મૂર્ખ ! ધનપ્રાપ્તિની તૃષ્ણાનો ત્યાગ કર, સદ્‌બુદ્ધિ કરી મનને તૃષ્ણારહિત કર; પોતાનાં કર્મે કરીને જે કાંઇ ધન પ્રાપ્ત થાય તેથી તારા ચિત્તને પ્રસન્ન રાખ.

ધન અનર્થકારક છે એવી નિરન્તર ભાવના કર, તેમાં ખરે જ, જરાયે સુખ નથી; ધનવાનોને પુત્રથી પણ બ્હીવું પડે છે; આ નીતિ સર્વત્ર જાણીતી છે.

કામ, ક્રોધ, લોભ, મોહનો ત્યાગ કરી હું કોણ છું એનો વિચાર કર; જે આત્મજ્ઞાન વિનાના મૂઢ છે, તે નરકમાં પડી સબડે છે.

તારામાં, મારામાં અને બીજાઓમાં એક જ સર્વને સહન કરવાવાળો વિષ્ણુ છે, છતાં તું વ્યર્થ કોપ કરે છે. સર્વમાં તું આત્માને જ જો; અને ભેદભાવરૂપી અજ્ઞાનનો ત્યાગ કર.

કમલપત્ર પરના પાણીની માફક જીવતર અતિશય ચપળ છે. વ્યાધિ અને અભિમાનથી ઘેરાયલો, અને શોકથી ભરેલો આ સર્વ સંસાર છે એમ જાણ.

## पाण्डव विभागः

---

पाण्डवः—

प्रह्लादनारदपराशरपुण्डरीक-
व्यासाम्बरीषशुकशौनकभीष्मदाल्भ्यान्
रुक्माङ्गदार्जुनवशिष्ठविभीषणादीन्
पुण्यानिमान्परमभागवतान्स्मरामि

कुंती—

स्वकर्मफलनिर्दिष्टां यां यां योनिं व्रजाम्यहम्
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढाऽस्तु मे

द्रोणः—

ये ये हताश्चक्रधरेण राजं-
त्रैलोक्यनाथेन जनार्दनेन
ते ते गता विष्णुपुरीं प्रयाताः
क्रोधोऽपि देवस्य वरेण तुल्यः

# પાણ્ડવગીતા

**પાણ્ડવ**—પ્રહ્લાદ, નારદ, પરાશર, પુણ્ડરીક, વ્યાસ, અંબરીષ, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રુકમ, અંગદ, અર્જુન, વશિષ્ઠ, વિભીષણ, વગેરે પુણ્યશાળી પરમ ભાગવત પુરુષોનું હું સ્મરણ કરૂં છું.

**કુન્તી**—મારાં કર્મનાં પરિણામરૂપે હું જે જે યોનિમાં જન્મું, ત્યાં ત્યાં, હે હૃષીકેશ ! તારેવિષે મારી દૃઢ ભક્તિ રહો.

**દ્રોણ**—હે રાજા ! ચક્રધારી, ત્રિલોકીનાથ જનાર્દનને હાથે જે જે માર્યા ગયા, તે પણ વિષ્ણુપુરી ને પામ્યા. દેવનો ક્રોધ પણ વરના જેવો જ હોય છે.

गांधारी—

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव

विराट—

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः

प्रह्लाद—

नाथ योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम्
तेषु तेष्वचलाभक्तिरच्युतास्तु सदा त्वयि
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी
त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु

भरद्वाज—

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः

**ગાંધારી**—હે દેવના દેવ ! તુંજ મારી માતા છે, તું જ મારો પિતા છે, તુંજ મારો સગો અને તું જ મિત્ર છે. વિદ્યા પણ તુંજ છે અને દ્રવ્ય પણ તું જ છે. તુંજ મારૂં સર્વકંઇ છે.

**વિશદ**—બ્રહ્મણ્યદેવ, ગો-બ્રહ્માણનું હિત કરવાવાળા, જગતનું હિત કરવાવાળા, શ્રીકૃષ્ણ ગોવિંદને વારંવાર નમસ્કાર હજો.

**પ્રહ્લાદ**—હે નાથ ! હજારો યોનિઓમાંથી જ્યાં જ્યાં હું જન્મું ત્યાં ત્યાં હે અચ્યુત ! તારામાં ( મારી ) સદાયે અચલ ભક્તિ રહો.

અવિવેકી પુરુષોને જેવી વિષયોમાં પ્રીતિ છે, તેવી જ પણ કલ્યાણકારી પ્રીતિ તારૂં સ્મરણ કરનાર મારા હૃદય-માંથી કદિ ન ટળો.

**ભરદ્વાજ**—જેમના હૃદયમાં કમલાપતિ જનાર્દન બે. છે, એમનો લાભ જ છે, જય જ છે; એમનો પરાજય વળી કેવો ?

मार्कंडेय—

सा हानिस्तन्महच्छिद्रं सा चान्धजडमूढता
यन्मुहूर्तं क्षणं वापि वासुदेवं न चिंतयेत्

शौनक—

भोजनाच्छादने चिंता वृथा कुर्वन्ति वैष्णवाः
योऽसौ विश्वंभरो देवः स भक्तान्किमुपेक्षते?
आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम्
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति

**માર્કણ્ડેય—**

જે મુહુર્ત કે ક્ષણમાં પણ વાસુદેવનું ચિંતન ન કરવામાં આવ્યું તે મહા નુકસાન થયું જાણો, તે એક મોટું છિદ્ર પડયું જાણો, તેજ અંધતા, જડતા અને મૂઢતા જાણો.

**શૌનક:**—વૈષ્ણવો અન્ન અને વસ્ત્રની ચિંતા વ્યર્થ કરે છે. આખા વિશ્વને જે પાળે છે, તે દેવ શું પોતાના ભક્ત વિષે બેપરવા રહેશે ?

જે રીતે આકાશમાંથી પડતું પાણી સમુદ્રમાં જ જાય છે, તેમ કોઇ પણ દેવને કરેલો નમસ્કાર કેશવનો જ નમસ્કાર થાય છે.

# मुकुंदमालाभागः

श्रीवल्लभेति वरदेति दयापरेति
भक्तप्रियेति भवलुण्ठनकोविदेति
नाथेति नागशयनेति जगन्निवासे-
त्यालापिनं प्रतिदिनं कुरु मां मुकुन्द १

मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे
भवन्तमेकान्तमियन्तमर्थम्
अविस्मृतिस्त्वच्चरणारविन्दे
भवे भवे मेऽस्तु भवत्प्रसादात् २

नास्था धर्मे न वसुनिचये नैव कामोपभोगे
यद् भाव्यं तद् भवतु भगवन् पूर्वकर्मानुरूपम्
एतत् प्रार्थ्यं मम बहुमतं जन्मजन्मान्तरेऽपि
त्वत्पादाम्भोरुहयुगगता निश्चला भक्तिरस्तु ३

## મુકુન્દમાલા

હે મુકુન્દ! એવું કર કે હું પ્રતિદિવસ હે શ્રી વલ્લભ, હે વરદ, હે દયાનિધાન, હે ભક્તપ્રિય, હે ભવનો નાશ કરવામાં કુશળ, હે નાથ, હે નાગશયન, હે જગન્નિવાસ એવું બોલ્યા જ કરૂં.

હે મુકુન્દ! માથું નમાવી આ હું આપની પાસે આટલી જ એક વસ્તુ માગું છું: કે જન્મે જન્મે તારી કૃપાથી તારા ચરણારવિન્દનું મને કદિ વિસ્મરણ ન થાઓ.

હે ભગવન્! મને ધર્મમાં આસ્થા નથી, ધનનો સંગ્રહ કરવામાં પણ નથી, અને ભોગ ભોગવવામાં પણ નથી. એ બાબતમાં તો પૂર્વ કર્માનુસારે જેમ થવાનું હો તેમ થાઓ. પણ આ પ્રાર્થના જ મને બહુ મહત્વની લાગે છે, કે જન્મજન્માંતરમાં પણ તારા ચરણકમળની જોડીમાં મારી નિશ્ચળ ભક્તિ રહો.

दिवि वा भुवि वा ममास्तु वासो
  नरके वा नरकान्तक प्रकामम्
अवधीरितशारदारविन्दौ
  चरणौ ते मरणेऽपि चिन्तयामि ४

कृष्ण त्वदीयपदपङ्कजपञ्जरान्त-
  मद्यैव मे विशतु मानसराजहंसः
प्राणप्रयाणसमये कफवातपित्तैः
  कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते ५

भवजलधिगतानां द्वंद्ववाताहतानां
  सुतदुहितृकलत्रत्राणभारावृतानाम्
विषमविषयतोये मज्जतामप्लवानां
  भवति शरणमेको विष्णुपोतो नराणाम् ६

भवजलधिमगाधं दुस्तरं निस्तरेयं
  कथमहमिति चेतो मा स्म गाः कातरत्वम्
सरसिजदृशि देवे तावकी भक्तिरेका
  नरकभिदि निषण्णा तारयिष्यत्यवश्यम् ७

હે નરકનો નાશ કરનારા! સ્વર્ગમાં, પૃથ્વી કે નરકમાં પણ મારો વાસ ભલે થાઓ; પણ એટલું કરો કે મરણ સમયે બ્રહ્માદિકે ધારણ કરેલાં તારાં ચરણકમળનું હું ચિંતન કરૂં.

હે કૃષ્ણ! મારા ચિત્તરૂપી માનસહંસ આજે જ તારા ચરણકમળરૂપી પાંજરામાં પૂરાઇ જાઓ. પ્રાણ જવાને સમયે જ્યારે કફ, વાત અને પિત્તથી કંઠ રૂંધાઇ જાય, ત્યારે તારૂં સ્મરણ ક્યાંથી થઇ શકશે?

ભવસાગરમાં પડેલા, સુખદુઃખાદિક દ્વંદ્વરૂપી વાયુના ઝપાટા ખાતા, પુત્ર, પુત્રી, સ્ત્રી વગેરેના રક્ષણના ભાર તળે ચગદાયેલા, નવ [illegible]ના વિષમ વિષયોના પાણીમાં ગળકાં ખાતા [illegible]નુષ્યને વિષ્ણુરૂપી હોડી એક શરણ થાય છે.

હે ચિત્ત! આ અગાધ અને દુસ્તર ભવસાગરને હું કેવી રીતે તરી જઇશ, એવી ચિંતાથી બ્હી જા નહિ. કમળ જેવાં નેત્રવાળા, નરકના નાશ કરનાર દેવને વિષે માત્ર એક ભક્તિ હશે, તો તે તારવવાળી [illegible]થી તને જરૂર તારશે

बद्धेनाञ्जलिना नतेन शिरसा गात्रैः सरोमोद्गमैः
कण्ठेन स्वरगद्गदेन नयनेनोद्गीर्णबाष्पाम्बुना
नित्यं त्वच्चरणारविन्दयुगलध्यानामृतास्वादिना-
मस्माकं सरसीरुहाक्ष सततं संपद्यतां जीवितम् ८

मदन परिहर स्थितिं मदीये
मनसि मुकुन्दपदारविन्दधाम्नि
हरनयनकृशानुना कृशोऽसि
स्मरसि न चक्रपराक्रमं मुरारेः ९

इदं शरीरं शतसन्धिजर्जरं
पतत्यवश्यं परिणामपेशलम्
किमौषधैः क्लिश्यसि मूढ दुर्मते
निरामयं कृष्णरसायनं पिब १०

नमामि नारायणपादपङ्कजं
करोमि नारायणपूजनं सदा
वदामि नारायणनाम निर्मलं
स्मरामि नारायणतत्त्वमव्ययम् ११

બે હાથ જોડી, માથું નમાવી, અંગોનાં રૂંવાટાં ઊભાં થાય એવો પુલકિત થઇ, ગદ્ગદ કંઠથી, આંસુ વહેતે નેત્રે નિરન્તર તારા ચરણકમળની જોડીનું ધ્યાનામૃત ચાખતાં અમારૂં જીવતર, હે કમળનયન! પૂરૂં થાઓ.

હે મદન! મુકુન્દના ચરણકમળ રૂપી સ્થાનમાં રહેલા મારા ચિત્તમાંથી તું તરત ચાલ્યો જા. શિવના નેત્રના અગ્નિથી તું કૃશ તો થએલો જ છે. છતાં હજુ મુરારિના ક્રતું પરાક્રમ કેમ યાદ કરતો નથી?

આ શરીર સેંકડો સાંધાઓથી ખખળી જાય છે, તપનશીલ છે, અને અવશ્ય પરિણામને પામે છે. તો હે મૂઢ અને દુર્બુદ્ધિ પુરુષ! બીજાં ઓસડોથી શું કામ હેરાન થાય છે? સર્વરોગરહિત કૃષ્ણરૂપી રસાયન પી લે.

નારાયણના પાદપંકજને હું નમું છું; નારાયણનું સદૈવ પૂજન કરૂં છું; નારાયણનું નિર્મળ નામ વદું છું, અવિનાશી નારાયણ તત્ત્વને સ્મરતો રહું છું.

अनन्त वैकुण्ठ मुकुन्द कृष्ण
गोविन्द दामोदर माधवेति
वक्तुं समर्थोऽपि न वक्ति कश्चि-
दहो जनानां व्यसनाभिमुख्यम्

---

## षट्पदी

---

अविनयमपनय विष्णो
दमय मनः शमय विषयमृगतृष्णाम्
भूतदयां विस्तारय तारय संसारसागरतः

दिव्यधुनीमकरंदे परिमलपरिभोगसच्चिदानंदे
श्रीपतिपदारविंदे भवभयखेदच्छिदे वंदे

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः

અનંત, વૈકુંઠ, મુકુન્દ, કૃષ્ણ, ગોવિંદ, દામોદર, માધવ ઇત્યાદિ નામો બોલવાની શક્તિ છતાં ગાઇ તે બોલતું નથી. અરેરે, મનુષ્યોની વ્યસનો તરફ કેવી બળવાન વૃત્તિ હોય છે

---

## ષટ્પદી

---

૧ હે વિષ્ણુ ! મારા અવિનયને દૂર કર; મનનું દમન કર, વિષયરૂપી મૃગતૃષ્ણાને શાંત કર; ભૂતદયાનો વિસ્તાર કર, અને મને સંસારસાગરમાંથી તાર.

૨ ભવના ભયથી ઉત્પન્ન થતા ખેદનો નાશ કરવા-વાળા, જેમાં દિવ્ય નદી (ગંગા) રૂપી મધુર રસ ભરેલો છે, અને સચ્ચિદાનંદ રૂપી જેના પરાગનો ઉપભોગ છે, એવા શ્રી-પતિનાં ચરણકમળોને વંદન કરૂં છું.

૩ જોકે તારી અને મારી વચ્ચેનો ભેદ દૂર થયો છે, તોપણ, હે નાથ ! હું તારો છું, તું મારો નથી. તરંગ એ સમુદ્રનો કહી શકાય, કદી સમુદ્રને તરંગનો કહી શકાય છે?

उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे
दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः

मत्स्यादिभिरवतारैरवतारवतावता सदा वसुधाम्
परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम्

दामोदर गुणमंदिर सुंदरवदनारविंद गोविन्द
भवजलधिमथनमंदर परमं दरमपनय त्वं मे

नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ
इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु

૪ હે (ગોવર્ધન) પર્વતને ધારણ કરનાર, ઇંદ્રના નાના ભાઇ, રાક્ષસકુળોના શત્રુ, સૂર્ય અને ચંદ્ર રૂપી નેત્રોવાળા વિષ્ણુ! આપનું પ્રભાતવાળું દર્શન થાય, તો શું આ સંસાર ઉપર તિરસ્કાર ઉપજ્યા વિના રહે?

૫ મત્સ્યાદિક અવતારોવડે નિરંતર પૃથ્વીની રક્ષા કરનાર, હે પરમેશ્વર! ભવતાપથી બીધેલો જે હું, તેનું આપે રક્ષણ કરવું ઘટે છે.

૬ હે દામોદર! ગુણોના નિવાસ, સુંદર મુખકમળવાળા, ગોવિંદ! હે ભવસાગરને મંથન કરવા માટેના મંદરાચળ! મારામા રહેલો મહાન ગર્વ દૂર કરો.

૭ હે નારાયણ! હે કરુણામય! તારા ચરણોનો હું આશ્રય લઉં છું. આ પ્રમાણે આ ષટ્પદી[૧] મારા મુખકમળમાં સદા રહો.

---

૧ ષટ્પદીના બે અર્થ થાય છે. ૭ કડીવાળું આ સ્તોત્ર, અથવા છ પગવાળો ભમરો. ભમરો કમળમાં રહે, તેમ આ સ્તોત્ર મારા મુખમાં રહો.

# भजनकी धुन

---

१

हरे राम, हरे राम, हरे राम हरे
भज मन निशीदिनीं प्यारे

२

रघुपति राघव राजाराम, पतितपावन सीताराम

३

राम लक्ष्मण जानकी, जय बोलो हनुमान की

४

मारुति राया बलभीमा, भजना लागीं द्या प्रेमा

५

जय जय राम कृष्ण हरि, सांवळ्या रामकृष्ण हरि

६

शिव हर शंकर गौरीशं, वन्दे गंगाधरमीशं

७

नारायण नारायण जय गोविन्द हरे
नारायण नारायण जय गोपाल हरे

८

राधाकृष्ण जय कुंजविहारी, मुरलीधर गोवर्धनधारी

९

निवृत्ति ज्ञानदेव सोपान मुक्ताबाई
एकनाथ नामदेव तुकाराम

१०

लक्ष्मी–सारंगधर सीतापति रघुवर राधेगोविंद
रखुमाई पांडुरंग, रखुमाई पांडुरंग

११

राम लक्ष्मण भरत शत्रुघन, राम लक्ष्मण जानकी
जय बोलो हनुमान की

१२

ध्या मुकुन्द मुर–अरि गोविन्द
आनन्दकन्द हरि गोविन्द
ध्या मुकुन्द, ध्या मुरारि, ध्या गोविन्द

१३

श्रीकृष्ण गोविन्द हरे मुरारे, हे नाथ नारायण वासुदेव

१४

राजा राम राम राम, सीता राम राम राम

१५

गोपाल कृष्ण राधे कृष्ण

१६

जय राम जय राम जय जय राम
श्री राम जय राम जय जय राम

१७

प्रभु एक जगतीं त्राता, सकलांसि आश्रय दाता
प्रभु एक सदयगणराया, येउं दे आमुची दया।

---

## राग भूपाली-तीन ताल

---

गाइये गणपति जगवन्दन ॥
संकर-सुअन भवानी-नन्दन ॥ ध्रु० ॥

सिद्धिसदन गजवदन विनायक ॥
कृपासिंधु सुन्दर सबलायक ॥ १ ॥

मोदकप्रिय मुदमंगलदाता ॥
विद्यावारिधि बुद्धि-विधाता ॥ २ ॥

माँगत तुलसिदास कर जोरे ॥
बसहिं रामसिय मानस मोरे ॥ ३ ॥

सुअन : पुत्र; वारिधि : समुद्र; सिय : सीता

## २. राग तोडी-द्रुत चार ताल

दीन को दयालु दानि दूसरो न कोऊ ।
जासों दीनता कहौं हौं देखौं दीन सोऊ ॥ १ ॥
सुर नर मुनि असुर नाग साहिब तो घनेरे
तोलौं जोलौं रावरे न नेकु नयन फेरे ॥ २ ॥
त्रिभुवन तिहुँकालविदित वदत वेद चारी ।
आदि अंत मध्य राम साहिबी तिहारी ॥ ३ ॥
तोहि माँगि माँगनो न माँगनो कहायो ।
सुनि सुभाऊ सील सुजस जाचन जन आयो ॥ ४ ॥
पाहन पसु विटप विहग अपने कर लीन्हें ।
महाराज दशरथ के रंक राय कीन्हें ॥ ५ ॥
तू गरीब को निवाज हौं गरीब तेरो
वारक कहिये कृपालु तुलसिदास मेरो ॥ ६ ॥

तोलौं : त्यांसूधी; जोलौं : ज्यांसूधी; रावरे : आपनो
नेकु : जरीक; तिहुँ : त्रणे; सुभाऊ : स्वभाव; वारक : एकवार

## १. राग देस दादरा

---

तू दयालु दीन हौ, तू दानि हौं भिखारी।
हौं प्रसिद्ध पातकी, तू पापपुंजहारी ॥ १ ॥

नाथ तू अनाथ को अनाथ कौन मोसों।
मो समान आरत नहिं, आरतहर तोसों ॥ २ ॥

ब्रह्म तू, हौं जीव हौं, तू ठाकुर, हौं चेरो।
तात मात गुरु सखा तू सबविधि हित मेरो ॥ ३ ।

तोहिं मोहिं नाते अनेक मानिये जो भावे।
ज्यों त्यों तुलसी कृपाल चरन-सरनपावे ॥ ४ ॥

हौं : हुं; चेरो : सेवक; ज्यों त्यों : कोईने कोइ उपाये

## ४. राग सोहनी–तीन ताल

ऐसी मूढ़ता या मन की ।
परिहरि रामभक्ति–सुरसरिता आस करत ओसकन की ।।

धूम–समूह निरखि चातक ज्यों तृषित जानि मति घन की ।
नहिं तहँ शीतलता न वारि पुनि हानि होत लोचन की ।।

ज्यों गच काँच विलोकि सेन जड छाँह आपने तन की ।
टूटत अति आतुर अहारवश छति बिसारी आनन की ।।

कहँलौं कहौं कुचाल कृपानिधि जानत हौ गति जन की ।
तुलसिदास प्रभु हरहु दुसह दुख करहु लाज निजपन की।।

ओसकन : झाकळ; गच : उंढाण; छति : नुकसान

## ५. राग खमाज–तीन ताल

ऐसी हरि करत दास पर प्रीति ।
निज प्रभुता बिसारि जन के वश होत सदा यह रीति ॥
जिन बाँधे सुर असुर नाग नर प्रबल कर्म की डोरी ।
सोइ अविछिन्न ब्रह्म जसुमति हठि बाँध्यो सकत न छोरी॥
जाकी माया बस विरंचि शिव नाचत पार न पायो ।
करतल–ताल बजाइ ग्वाल-जुवतिन सोइ नाच नचायो ॥
विश्वंभर श्रीपति त्रिभुवन–पति वेद–विदित यह लीख ।
बलि सों कछु न चली प्रभुता वरु ह्वै द्विज माँगी भीख ॥
जाको नाम लिये छूटत भवजन्ममरनदुखभार ।
अंबरीष हित लागि कृपानिधि सोइ जन्म्यो दस बार ॥
जोग विराग ध्यान जप तप करि जेहि खोजत मुनि ज्ञानी
वानर भालु चपल पशु पाँवर नाथ तहाँ रति मानी ॥
लोकपाल जम काल पवन रवि ससि सब आज्ञाकारी ।
**तुलसिदास** प्रभु उग्रसेन के द्वार बेंतकरधारी ॥

लीख : लखेलुं; वरु : बल्के; ह्वै : बनीने; पाँवर : पामर

## ६. राग खमाज-तीन ताल

---

जाउँ कहाँ तजि चरन तिहारे ।
काको नाम पतित-पावन जग केहि अति दीन पियारे ॥

कौने देव बरिआइ बिरदहित हठि हठि अधम उधारे ।
खग मृग व्याध पषाण विटप जड जवन कवन सुर तारे ॥

देव दनुज मुनि नाग मनुज सब माया-विवस बिचारे ।
तिनके हाथ दास तुलसी प्रभु कहा अपनपौ हारे ॥

बरिआइ : बळजोरीथी; जवन : यवन; अपनपौ : पोताने
हठिहठि : आग्रहपूर्वक

## ७. राग परज़–तीन ताल

यह विनती रघुबीर गुसांई ।
और आस विस्वास भरोसो हरु जिय की जड़ताई ॥

चहौ न सुगति सुमति संपति कछु रिधि सिधि विपुल बड़ाई।
हेतु–रहित अनुराग रामपद बढो अनुदिन अधिकाई ॥

कुटिल करम लै मोहि जाइ जहँ तहँ अपनी बरिआई ।
तहँ तहँ जनि छिन छोह छाँडिये कमठ–अण्ड की नाई ॥

यह जग में जहँ लगि या तनु की प्रीति प्रतीति सगाई ।
ते सब तुलसिदास प्रभुही सों होहिं सिमिटि एक ठाईं ॥

जनि : नहीं; छोह : कृपा; सिमिटि : एकत्र थईने

## ८. राग खमाज–तीन ताल

माधव मोह–पास क्यों टूटै ?
बाहर कोटि उपाय करिय अभ्यन्तर ग्रन्थि न छूटै ॥
घृतपूरन कराह अन्तरगत सप्रतिबिम्ब दिखावै ।
ईंधन अनल लगाइ कल्पसत औटत नास न पावै ॥
तरु कोटर मँह बस विहंग तरु काटै मरे न जैसे ।
साधन करिअ विचारहीन मन सुद्ध होइ नहिं तैसे ॥
अंतर मलिन विषय मन अति तन पावन करिय पखारे ।
मरइ न उरग अनेक जतन वलमीकि विविध विधि मारे ॥
**तुलसिदास** हरि गुरु करुना बिनु विमल विवेक न होई ।
बिनु विवेक संसार घोर निधि पार न पावै कोई ॥

कराह : कढाइ; अनल : अग्नि; औटत : ओछुं थवुं
पखारे : धुवे

## ९. राग कौशिया–तीनताल

मैं केहि कहौं विपति अति भारी। श्री रघुवीर दीन-हितकारी॥
मम हृदै भवन प्रभु तोरा। तहं बसे आइ बहु चोरा॥
अति कठिन करहिं बरजोरा। मानहिं नहिं विनय निहोरा॥
तम लोभ मोह अहँकारा। मद कोह बोध–रिपु मारा॥
अति करहिं उपद्रव नाथा। मरदहिं मोहिं जान अनाथा॥
मैं एक अमित बटपारा। कोउ सुनै न मोर पुकारा॥
भागेउ नहिं नाथ उबारा। रघुनायक करहु सँभारा॥
कह तुलसिदास सुनु रामा। लूटहिं तस्कर तव धामा॥
चिन्ता यह मोहिं अपारा। अपजस नहिं होइ तुम्हारा॥

बरजोरा : बळात्कार; विनय : विनंति; निहोरा : आर्जाजी
मरदहिं : कचडे छे; उबारा : बचाव

## १०. राग आसावरी या तोडी-तीन ताल

ऐसो को उदार जगमाहीं।
बिनु सेवा जो द्रवै दीन पर रामसरिस कोउ नाहीं।
जो गति योग विराग जतन करि नहिं पावत मुनि ज्ञानी।
सो गति दई गीध सबरी कहँ प्रभु न बहुत जिय जानी॥
जो संपति दससीस अरपि रावन सिव पँह लीन्ही।
सो संपदा विभीषन कहँ अति सकुच सहित हरि दीन्ही॥
**तुलसिदास** सब भाँति सकल सुख जो चाहसि मन मेरो।
तौ भजु राम काम सब पूरन करैं कृपानिधि तेरो॥

रामसरिस : राम सरखो; जिय : मनमां; पँह : पासेथी
कहँ : ने; सकुच : संकोचपूवक

## ११. राग खमाज–तीन ताल

---

जाके प्रिय न राम वैदेही ।
तजिये ताहि कोटि बैरी सम, जद्यपि परम सनेही ॥

तज्यो पिता प्रह्लाद, विभीषण बंधु, भरत महतारी ।
बलि गुरु तज्यो, कंत व्रज वनितनि, भये जगमंगलकारी ॥

नाते नेह राम के मनियत सुहृद सुसेव्य जहाँलों
अंजन कहा आँखि जेहि फूटै बहुतक कहौं कहाँलो ॥

तुलसी सोइ सब भाँति परमहित पूज्य प्रान ते प्यारो ।
जातें होइ सनेह रामपद एतो मतो हमारो ॥

महतारी : मा; नाते : नातो; मनियत : मानीए

## १२. राग हमीर-तेवरा

श्रीरामचंद्र कृपाल भजु मन हरनभवभयदारुनं ।
नवकंजलोचन, कंजमुख, करकंज, पदकंजारुनं ॥

कंदर्प अगनित अमित छबि नवनीलनीरदसुंदरम् ।
पटपीत मानहुँ तडितरुचि सुचि नौमि जनकसुतावरं ॥

भजु दीनबंधु दिनेस दानवदैत्यवंसनिकंदनं ।
रघुनंद आनँदकंद कोसलचंद दसरथनंदनं ॥

सिरमुकुटकुंडल तिलकचारु उदार अंग विभूषनं ।
आजानुभुज, सरचापधर, संग्रामजितखरदूषनं ॥

इति वदत **तुलसीदास** संकरसेषमुनिमनरंजनं ।
मम हृदयकंज निवास कुरु कामादिखलदलगंजनं ॥

कंज : कमळ; पटपीत : पीताम्बर; तडित : विजळी
गंजनं : नाश करनार

## ११. राग पूर्वी–तीन ताल

मन पछितैहै अवसर बीते ।
दुर्लभ देह पाइ हरिपद भजु करम वचन अरु ही ते ॥१॥

सहसबाहु दसवदन आदि नृप बचे न काल बली ते ।
हम हम करि धन–धाम सँवारे अंत चले उठि रीते ॥२॥

सुत–वनितादि जानि स्वारथ–रत न करु नेह सब ही ते ।
अंतहुँ तोहि तजैंगे पामर तू न तजै अबही ते ॥३॥

अब नाथहिं अनुरागु जागु जड़ त्यागु दुरासा जीते
बुझै न काम-अगनि तुलसी कहुँ विषय-भोग बहु घीते ॥४॥

## १४. राग आसावरी-तीन ताल

कौन जतन विनती करिये ।
निज आचरन विचारि हारि हिय मानि जानि डरिये ॥१॥
जेहि साधन हरि द्रवहु जानि जन, सो हठि परिहरिये ।
जाते विपति-जाल निसिदिन दुख तेहि पथ अनुसरिये ॥२॥
जानतहूँ मन वचन करम परहित कीन्हें तरिये ।
सो विपरीत देखि परसुख बिनु कारन ही जरिये ॥३॥
स्रुति पुरान सबको मत यह सतसंग सुदृढ धरिये ।
निज अभिमान मोह इरषा बस तिन्हहिं न आदरिये ॥४॥
संतत सोइ प्रि मोहिं सदा ज ते भवनिधि परिये ।
कहो अब नाथ कौन बल ते संसार–सोग हरिये ॥५॥
जब कब निजु करुना सुभाऊ ते द्रवहु तो निस्तरिये ।
तुलसिदास विस्वास आन नहिं कत पचि पचि मरिये ॥६॥

जतन : रीते; पचि पचि : मथी मथी

## १५. राग पिलू—तीन ताल

रघुवर तुमको मेरी लाज ।

सदा सदा मैं सरन तिहारी तुम बड़े गरीबनिवाज ॥१॥

पतितउधारन बिरुद तिहारो स्रवनन सुनी अवाज ॥२॥

हौं तो पतित पुरातन कहिये पार उतारो जहाज ॥३॥

अघ-खंडन दुख-भंजन जन के यही तिहारो काज ॥४॥

तुलसिदास पर किरपा करिये भक्ति-दान देहु आज ॥५॥

अघ पाप

## १६. राग खमाज–तीन ताल

---

जानत प्रीत–रीत रघुराई ।
नाते सब हाते कर राखे राम सनेह सगाई ॥ ध्रु० ॥

तिय–विरही सुग्रीव सखा लखि प्रानपिया बिसराई ।
रन पर्‍यो बंधु बिभीषणही को सोच हृदै अधिकाई ॥१॥

घर गुरुगृह प्रिय–सदन सासुरे भई जब जहँ पहुनाई ।
तब तहँ कहि सबरी के फलन की रुचि माधुरी न पाई ॥२॥

**तुलसी** राम सनेह सील लखि जो न भक्ति उर आई ।
तो तोहिं जनमि जाय जननी जड तनु तरुनता गवाँई ॥३॥

## १७ राग बीभास–द्रुत चौताल

आगिये रघुनाथ कुंवर पंछी बन बोले ॥ ध्रु० ॥

चंद्र–किरण शीतल भइ, चकई पिय मिलन गई,
त्रिविध मंद चलत पवन पल्लव–द्रुम डोले ॥ १ ॥

प्रात भानु प्रकट भयो, रजनी कौ तिमिर गयो,
भृंग करत गुंज–गान कमलन दल खोले ॥ २ ॥

ब्रह्मादिक धरत ध्यान, सुरनरमुनि करत गान,
जागन की बेर भई नयन–पलक खोले ॥ ३ ॥

**तुलसिदास** अति अनंद निरखि के मुखारविंद,
दीनन को देत दान भूषण बहुमोले ॥ ४ ॥

पंछी : पक्षी; चकई : चक्रवाकी; बेर : समय
पलक : आंखनी पांपण

## राग भैरव-द्रुत चौताल

---

सीतापत रामराय, रघुपत रघुराई ॥ ध्रु० ॥

विपत सुनो प्रभु हमारि, जानत हो जगकि सारी,
सरन आयो पार कीजे भवसागर मांही ॥ सीता० ॥१॥

रसना रस नाम लेत संतन को दरस देत,
विहसत मुख मंद मंद संतन-सुखदाई ॥ सीता० ॥ २ ॥

रसना : जीभ

## १९. राग बसंत-तीन ताल

सुमरन कर मन रामनाम,
दिन नीके बीते जाते हैं ॥
त्यज सकल जगत के विषय काम ।
जब छांड चले यह धरणि धाम ॥
नहि संग चलेगा एक दाम ।
जो देते हैं सो पाते हैं ॥ ध्रु० ॥

लख चौरासी भुगत गमाई ।
बडे भागसों नरतन पाई ॥
यामें कछु ना करी कमाई ।
जब जमसेती परी लडाई ॥
फिर पाछे पछताते हैं ॥ १ ॥

